# "આપણે ઈસુને જોઈશું."

અને તેમાં કેટલાક ગ્રીક લોકો હતા કે જેઓ જાત્રા વખતે પૂજા કરવા આવેલા હતા તેથી કરીને તેઓજ ફીલીપ કે જે ગેલીલીના બેથ્સે ઇડાનો હતો તેની પાસે આવ્યા અને સાહેબ, અમે ઈસુને જોવાની ઇચ્છા રાખીએ છીએ એમ કહી તેને પોતાની ઇચ્છા બતાવી.

આ ગ્રીક લોકોની ઇચ્છા ખરેખર ઘણી સ્વભાવિક હતી. તેઓ યેરૂસલેમ પૂજા કરવાને આવેલા હતા, અને ઈસુનું નામ તેમણે દરેકને મોંઢેથી સાંભળ્યું હતું. ઉંચથી નીચ સુધી, મગરૂબ અને માનવંતા ફેરીસીથીતે ત્યજી દેવામાં આવેલા કોઢીઆ માણસસુધી, પ્રજામાં સૌથી નિર્મળ ધારવામાં આવતા મોટા પાદરી અને મુખ્ય પાદરીઓથી તે છેક ત્યજાયલા પાપી માણસ સુધી, બધા ઇસુ વિષે વાત કરતા હતા. અલબત, બધા એને કાંઈ વખાણતા નહોતા; બધા એનો મહિમા ગાતા નહોતાં; મુખ્ય પાદરીઓ અને ફેરીસીઝ એની સખત વિરૂધ હતા. અને એને મારી નાંખવાની તક માટે ધીરજથી માત્ર વાટ જોતા હતા, કે જ્યારે સાધારણ લોકો એને રાજા બનાવવાને ઘણા આતુર હતા પણ ભલેને વખાણવાને માટે હોય કે વખોડવાને માટે, મારી નાંખવાને માટે હોય કે રાજા બનાવવાને માટે હોય, ને બધાનો એકજ વિષય ઈસુ હતો. અને જે પુરૂષને માટે આટલું બધું કહેવાનું હતું તે પુરૂષને જોવાની આ ગ્રીક લોકો ઇચ્છા રાખે એ દુનિયામાં ઘણી સ્વભાવિક વાત હતી.

## ઈસુનું નામ.

તે દિવસથી તે આજ સુધી જે નામ દુનિયામાં સૌથી વધારે વપરાયલું છે તે નામ ઈસુનું છે. આ દુનિયાએ જોયલા કોઈપણ માણસ કરતાં જે માણસવિષે વધારે કહેવાયલું છે અને જેનો મહિમા વધારવામાં આવ્યા છે તે માણસ ઈસુખ્રીસ્ત છે. ખરૂં છે કે પહેલાની પેઠે કેટલાકે તેના વખાણ કર્યા છે અને કેટલાકે તેને શ્રાપ આપ્યા છે. કેટલાકે તેની પૂજા કીધી છે જ્યારે બીજાઓએ તેને મારી નાંખવા તજવીજ કીધી છે, અને ઘણી વખત એના મિત્રોનાં ઘરમાં એને ઘાયલ કરવામાં આવેલો છે, છતાં બીજા બધાનાં નામ કરતાં જે નામ આ વિશાળ દુનિયામાં આજ વધારે વપરાયલું છે, તે નામ ઈસુનું છે અને તે અસલના વખતના ગ્રીક લોકોની પેઠે આપણે હમણાં કહીએ છીએ કે "આપણે ઇસુને જોવાની ઇચ્છા રાખીએ છીએ" એમ છતાં તેમની માફક એટલાજ કારણથી નહિ કે એને વિષે એની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં વધારે કહેવાયલું છે તેથી, નહિ કે આજ પણ એવા કેટલાક છે કે જેઓ કાંઈ નહિ તો એનું નામ દુનિયામાંથી નાબુદ કરે તેથી; અને નહિ કે હજુ પણ એવા કેટલાક ધાર્મિક રાજ્યદ્વારી સુધારકો છે કે જેઓ બળાત્કારે એને પકડે અને દુનિયાના રાજ્યોનો એને રાજા બનાવે આપણે એને જોવાની ઇચ્છા રાખીએ છીએ તે આ બાબત માની કોઈ પણ બાબતસર નહિ. પણ તે જેવો છે તેવોજ જોવાની આપણે ઈચ્છા રાખીએ છીએ.

## આપણે એને જોવાની ઇચ્છા રાખીએ છીએ કારણ કે આપણે એનાપર પ્રીતિ કરીએ છીએ.

કારણ કે જેમ શાસ્ત્ર પણ કહે છે તેમ તેને ન જોયાં છતાં પણ આપણે તેના પર પ્રીતિ કરીએ છીએ ( ૧ પીતર ૧–૮ ) અને આપણે એનાપર પ્રીતિ કરીએ છીએ તેથી આપણે એને જોવાની ઇચ્છા રાખીએ છીએ કારણ કે પહેલાં એ આપણાપર પ્રીતિ રાખતો હતો. આપણે એનાપર પ્રીતિ રાખીએ છીએ કારણ કે તે આપણાપર પ્રીતિ રાખતો હતો અને આપણે માટે પોતાની જાતનો ભોગ આપ્યો. આપણા જેવા પાપીઓ તરફ એની માયાળુ દયાને માટે આપણે તેનાપર પ્રીતિ કરીએ છીએ આપણા જેવા ભયંકર રીતે નાલાયક માણસો તરફ એના આનંદજનક દયાને માટે આપણે એનાપર પ્રીતિ કરીએ છીએ. આપણે એનાપર પ્રીતિ કરીએ છીએ કારણ કે "જે પ્યારથી આપણાપર તે પ્રીતિ રાખતો હતો તે પ્યારને લીધે તેણે ઝાડ ઉપર પોતાની જાતમાં પોતાની મેળે આપણા પાપ સહન કીધાં, કે જેથી કરી આપણે પાપથી દૂર થઈ સત્ય રીતે રહી શકીએ" આપણે તેના ઉંચા માયાળુપણાને માટે તેના ઉપર પ્રીતિ કરીએ છીએ. આપણે હદ વગરની ભલાઈ અને સચ્ચાઈ માટે તેની ઉંડી માનની લાગણી માટે તેનાપર પ્રીતિ કરીએ છીએ. આપણે તેના ઉપર તેના નૈતિક બળ અને તેના જબરા ચારિત્ર્યની માયાળુ અસર માટે પ્રીતિ કરીએ છીએ આપણે તેના ઉપર તેની તદન ભલમનસાઈ માટે પ્રીતિ કરીએ છીએ. આજ કારણ માટે આપણે તેને જોવાની ઇચ્છા રાખીએ છીએ. આપણે તેને "તેનું જે ચારિત્ર્ય છે તેને માટે અને પ્યારના બધાં સ્વરૂપો તે ધારણ કરેછે" તેટલા માટે જોવાની ઇચ્છા રાખીએ છીએ.

## છતાં તે જેવો હતો તેવો હમણાં આપણે તેને જોઇશું નહિ.

હમણાં આપણો તેનો ચહેરો કોઇપણ માણસના કરતાં વધારે કદરૂપો થઇ ગયલો અને તેનું શરીર માણસોનાં પુત્રો કરતાં વધારે કદરૂપું થઈ ગયલું જોઇશું નહિ. હમણા આપણે તેને દિલગીરીવાળો અને દુઃખી માણસ જોઇશું નહિ. આપણે હમણાં તેને દુઃખથી દબાયલો અને રીબાતો જોઈશું નહિ. આપણે હમણા તેને કતલ કરવા માટે લઈ જવામાં આવતા મેઢા જેવો જોઇશું નહિ. આપણે હમણાં તેને તેના આત્માના દુઃખમાં જોઇશું નહિ. આપણે હમણાં તેને ઘાતકી ઝાડ ઉપરની તેની ભયાનક વેદનામાં જોઇશું નહિ.

## નહી: આપણે તે જેવો છે તેવોજ જોઇશું.

આપણે તેને જો કે એક વખત તે મરી ગયેલો છે છતાં હવે "સદાને માટે જીવતો આમેન" છે "તેવો જીવતો" અને જેની પાસે "નર્ક અને મોતની ચાવીઓ છે" એવો જોઇશું. આપણે તેને જેવો તેના શિષ્યોએ જોયો તેવો જોઇશું,—"તેનો ચેહરો સૂર્યની માફક પ્રકાશતો હતો," અને એના કપડાં "તેજના જેવા ઉજળાં," "બરફનાં કરતાં વધારે સફેદ" પ્રકાશતાં થયાં, "કે જેથી કરીને દુનિયાનો કોઈ પણ કપડાં ધોનાર તેમને ઉજળાં કરી શકે નહી." સ્ટીવને તેને જોયો તેમ—"વિજયમાં, ઇશ્વરને જમણે હાથે ઉભેલો" તેને જોઇશું. પોલે તેને જોયો તેમ "સૂર્યનો તેજસ્વીપણા કરતાં વધારે" તેજમાં પ્રકાશતો આપણે તેને જોઇશું. આપણે તેને જોહાને જોયો તેવો જોઇશું,—"તેનું માથું અને તેના વાળ ઉનના જેવા, બરફના જેટલા સફેદ, અને

તેની આંખો અગ્નિના ભડકા જેવી; અને તેના પગ સુંદર પીત્તળ જેવા, જાણે ભઠ્ઠીમાં બળતા હોય એવા; અને તેનો અવાજ ઘણા પાણીના અવાજ જેવો;" "અને તેનો ચેહરો પૂરા જોસમાં પ્રકાશતાં સૂર્ય જેવો" આપણે તેને યશાયાહે જોયો તેવો જોઇશું,—"ઉંચે માંડેલી ગાદી ઉપર બેઠેલો" અને સ્વર્ગનાં મંદિરને ભરી દેતી કીર્તિના સમહુવાળો તેની નહી ભૂસાય એવી ગૌરવમાંથી તેમના ગૌરવવાળા ચેહરાઓને છાયામાં આણતા, તેની આગળ પાછળ ઉભા રહેતા તેજસ્વી ફિરસ્તાઓવાળો કે જે ફિરસ્તાઓ એક બીજાને પોકારીને કહેતા કે, "પવિત્ર, પવિત્ર, પવિત્ર છે સૈન્યોનો યહોવાહ, આખી પૃથ્વીનું જે ભરપૂરપણું તે તેનું ગૌરવ છે." યશાયાહ ૬–૧–૪ જોહાન ૧૨–૪૧ સાથે.

## આપણે બળ અને મહાન કીર્તિ સાથે સ્વર્ગનાં વાદળામાં આવતો તેને જોઇશું.

અને તેના ફિરસ્તાઓને કહેતો તેનો જબરો અવાજ સાંભળીશું કે, "મારી સાથે મારા પવિત્રો કે જેઓએ ભોગ આપી મારી સાથે કરાર કીધો છે તેઓને ભેગા કરો." અને ત્યાંને ત્યાંજ, દેવળની વચમાંજ, આપણે તેને જોઇશું અને તેના કીર્તિવાન અવાજને આપણા પિતાના વચન આપેલા વખાણનું તે ગીત ગાતાં આપણે સાંભળીશું. હેબ્રુ ૨–૨૧ અરે આ પ્રમાણે "આપણે ઇસુને જોઇશું."

## અને તે જેવો છે તેવો આપણે તેને જોઇશું.

એવી આશાનેજ માટે આપણે ઇશ્વરનો આભાર માનીએ છીએ એમ નહી પણ આ "પવિત્ર આશા" જલદી પુરી પડશે તેના ચિન્હો આપણી આસપાસ પુષ્કળ છે તેને માટે પણ આપણે ઇશ્વરનો આભાર માનીએ છીએ.

## અને તેના જેવા આપણે થઇશું.

અને તે પવિત્ર વચન એ છે કે આપણે "તે છે તેવો તેને જોઇશું" એટલુંજ નહી પણ "આપણે તેના જેવા થઇશું." "વહાલાંઓ, હાલ આપણે દેવના છોકરાં છીએ, ને આપણે કેવાં થઇશું તે હજુ પ્રગટ થયુંનથી. આપણે તો જાણીએ છીએ, કે જ્યારે તે પ્રગટ થશે, ત્યારે તેના જેવા આપણે થઇશું. કેમકે જેવો તે છે, તેવો તેને આપણે દેખીશું." આપણે ઇસુને જોઇશું. આ આશામાં આપણે જીવીએ છીએ. એ આશા ફળવા માટે આપણે રાહ જોઇએ છીએ. પણ આવી રીતે જીવતાં અને રાહ જોતાં આપણે એક પળ પણ ભુલી જવું નહી કે "જે હરેક તેનાપર એ આશા રાખે છે તે પોતાને શુદ્ધ કરે છે, જેમ તે શુદ્ધ છે તેમ." ૧ જોહાન ૩—૨—૩.

## અને એમ પણ આપણે ખરેખર ઇસુને જોઇશું.

"તે જેવો છે તેવો આપણે તેને જોઇશું. આપણને આપવામાં આવેલા આ વચન કરતાં ખ્રીસ્તના મિત્રોને વિચારવાનું આથી વધારે મીઠું વચન એકકે નથી. જો કે આપણે આપણા ચેહરાની આસપાસ ધુમ્મસ સાથે અંધારામાં અહિંયા આવીએ છીએ. તોપણ જ્યારે આપણને આપણી આરામની જગ્યા મળશે ત્યારે બધું ધુમ્મસ અદૃશ્ય થઈ જશે."

## આ પવિત્ર આશા માટે શાસ્ત્રીય આધાર.

ખ્રીસ્ત આ દુનિયાપર એક વખત હતો, અને એણે પાછા આવવાને વચન આપ્યું છે.

"તેમ ખ્રીસ્ત ઘણાઓનાં પાપ માથે લેવા સારૂ એકવાર અર્પણ થયો, તે જે તેની વાટ જુવેછે તેઓની આગળ તારણને અર્થે પાપ વગરનો બીજીવાર તે પ્રગટ થશે" હેબ્રુ ૯—૨૮.

"તમારા મનને ગભરાવવા ન દો; તમે દેવપર વિશ્વાશ કરો. મારાપર પણ વિશ્વાસ કરો. મારા બાપના ઘરમાં રહેવાના ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત; હું તો તમારે કાજે જગ્યા તૈયાર કરવા જાઉં છું અને જો હું જઈને તમારે કાજે જગ્યા તૈયાર કરીશ, તો પાછો આવીશ, ને તમને મારીપાસે લઈ જઈશ, એ માટે કે જ્યાં હું રહું છું ત્યાં તમે પણ રહો.

જોહાન ૧૪–૧–૩.

"અને જો વાતો કરી રહ્યાં પછી તેઓનાં દેખતાં તે ઉપર લઈ જવાયો; ને વાદળાએ તેઓની દૃષ્ટિથી તેને ઢાંકી દીધો. અને તે જતો હતો ત્યારે તેઓ આકાશ તરફ એકી નજરે જોઈ રહ્યા હતા, એવામાં જુવો, ઉજળાં વસ્ત્ર પહેરેલાં બે પુરૂષ તેઓની પાસે ઉભા રહ્યા, અને તેઓએ કહ્યું કે, ગાલીલના માણસો, તમે આકાશ તરફ જોતા કેમ ઉભા રહ્યા છો? એજ ઈશુ જે તમારી પાસેથી આકાશમાં લઈ લેવામાં આવ્યો છે તે, જેમ તમે તેને આકાશમાં જતાં જોયો તેમજ ( પાછો ) આવશે.

પ્રેરિતોનાં કૃત્ય ૧–૯–૧૧.

ખ્રિસ્તનું બીજી વખત આવવું જુના કરારમાં નીચે પ્રમાણે સ્પષ્ટ રીતે આગળથી જણાવવામાં આવેલું છે.

**( અ )** હનોખે ખ્રિસ્તના વિજયવાન આવવાની ભવિષ્યવાત કહી હતી.

"અને આદમથી જે સાતમો, એટલે હનોખ, તેણે તેઓ વિષે ભવિષ્ય વાત કહી કે, જુઓ, પ્રભુ પોતાના દશ હજાર પવિત્રો સાથે આવેછે." યહુદાનો પત્ર ૧૪.

**( બ )** છેલ્લે દિવસે ખ્રિસ્તનું આવવાનું અયુબ માનતો હતો.

"પણ હું જાણું છું કે મારો ખંડી લેનાર જીવે છે, ને તે આખરે પૃથ્વીપર ઉભો રહેશે; ને મારી ચામડીનો આવી રીતે

નાશ થયા પછી પણ વગર શરીરે હું દેવને જોઇશ તેને હું પોતાની મેળે જોઇશ, ને મારી આંખો જોશે, ને બીજાની નહિ. મારૂં અંતર મારામાં નિર્ગત થાય છે. અયુબ ૧૯—૨૫—૨૭.

( ક ) તેના ભકતો ભેગા કરવાને ખ્રીસ્તના આવવા વિષે ડેવિડે કહ્યું હતું.

"આપણો દેવ આવશે, ને ચૂપ નહિ રહેશે; તેની આગળ અગ્નિ ખાઈ જશે, ને તેની આસપાસ આંધી થશે. પોતાના લોકનો ન્યાય કરવાને, તે ઉપરના આકાશને તથા પૃથ્વીને બોલાવશે; જેઓએ યજ્ઞથી મારી સાથે કરાર કીધો છે તે મારા ભક્તોને મારી પાસે ભેગા કરો." ગીતશાસ્ત્ર ૫૦-૩-૫.

( ડ ) દુષ્ટોનો નાશ કરવાને અને પોતાના લોકોનો બચાવ કરવાને ઈસુના આવવા વિષે યશાયાહે ભવિષ્યવાત કહી હતી.

"તેણે સદાને માટે મરણ રદ કર્યું છે; તે પ્રભુ યહોવાહ સર્વ મુખપરથી આંસુ લોહી નાંખશે; ને તે પોતાના લોકનું અપમાન આખી પૃથ્વીપરથી કાઢી નાંખશે, કેમકે યહોવાહનું વચન એવું છે. અને તે દિવસે એવું કહેવામાં આવશે કે, જુઓ, આ આપણો દેવ છે; આપણે તેની વાટ જોતા આવ્યા છીએ, ને તે આપણને તારશે; આ યહોવાહ છે. આપણે તેની વાટ જોતા આવ્યા છીએ, તેના તારણમાં હરખાઇને આનંદ કરીશું."

યશાયાહ ૨૫—૮—૯.

"કેમ કે જુઓ, યહોવાહ અગ્નિસહિત આવશે, તેઓના રથો વંટોળીયા જેવા થશે; કોપે કરીને પોતાના રોષને, તથા અગ્નિના ભડકાએ કરીને પોતાની ધમકીને પ્રગટાવવા સારૂ તે આવશે કેમકે યહોવાહ સર્વ માણસ જાત સાથે અગ્નિથી તથા

પોતાની તરવારથી વાદ કરનાર છે; ને યહોવાહથી વિંધાયેલા ઘણા થશે." યશાયાહ ૬૬–૧૫–૧૬.

સ્વર્ગના વાદળાઓમાં ખ્રીસ્ત પોતે આવશે અને દરેક આંખ તેને જોશે. "ગાલીલના માણસો, તમે આકાશ તરફ જોતા કેમ ઉભા રહ્યા છો? એજ ઇસુ જે તમારી પાસેથી આકાશમાં લઈ લેવામાં આવ્યો છે તે, જેમ તમે તેને આકાશમાં જતા જોયો તેમજ [ પાછો ] આવશે." પ્રેરિતોનાં કૃત્ય. ૧–૧૧.

"અને ત્યારે તેઓ માણસના દિકરાને પરાક્રમ તથા મહા મહિમા સહિત વાદળામાં આવતો જોશે." લુક. ૨૧–૨૭.

"જુઓ, તે વાદળા સુદ્ધાં આવેછે, ને હરેક આંખ, ને જેઓએ તેને વિંધ્યા તેઓ પણ તેને દેખશે, ને પૃથ્વી પરનાં સઘળાં કુળો તેને લીધે વિલાપ કરશે; હા, આમેન." પ્રકટીકરણ ૧–૭.

"એ માટે જો તેઓ તમને કહે કે, જુઓ, તે રાનમાં છે, તો બહાર ના જતા; જુઓ, તે ઓરડીઓમાં છે, તો ના માનતા. કેમ કે જેમ વિજળી પૂર્વથી નીકળીને પશ્ચિમસુધી ચમકે છે, તેમજ માણસના દીકરાનું આવવું થશે." માત્થી. ૨૪–૨૬–૨૭.

"ઈસુ તેને કહેછે કે, તેજ કહ્યું, પરંતુ હું તમને કહુંછું કે, હવે પછી માણસના દીકરાને પરાક્રમના જમણા હાથપર બેઠેલો તથા આકાશના મેઘોપર આવતો તમે દેખશો."

માત્થી ૨૬–૬૪.

"ત્યારે તેઓ માણસના દિકરાને બહુ પરાક્રમ તથા મહિમા સહિત વાદળામાં આવતો જોશે". માર્ક ૧૩–૨૬.

"કેમ કે જે કોઈ મારે લીધે તથા મારી વાતોને લીધે લજવાશે, તેને લીધે માણસનો દીકરો જ્યારે પોતે પોતાના તથા બાપના તથા પવિત્ર દૂતોના મહિમામાં આવશે ત્યારે લજવાશે."

લુક. ૯–૨૬.

તે બધા પવિત્ર ફિરસ્તાઓ સાથે આવશે અને ત્યારે પવિત્રોને ભેગા કરશે.

"અને જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં સર્વ પવિત્ર દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પોતાના મહિમાના રાજ્યાસનપર બેસશે." માત્થી ૨૫-૩૧.

"અને ત્યારે માણસના દીકરાની નિશાની આકાશમાં દેખાશે, ને ત્યારે પૃથ્વીપરનાં સઘળાં કુળો શોક કરશે; અને માણસના દીકરાને પરાક્રમ તથા મોટા મહિમામાં આકાશના મેઘપર આવતો તેઓ દેખશે. અને રણશીંગડાનાં મોટા અવાજ સહિત તે પોતાના દૂતોને મોકલશે, ને તેઓ ચારે દિશામાંથી આકાશના એક છેડાથી તે બીજા છેડાસુધી, તેના પસંદ કરેલાઓને એકઠા કરશે." માત્થી. ૨૪-૩૦-૩૧.

"ને જે વેરીએ તે વાવ્યાં તે શેતાન છે; ને કાપણી જગતનો અંત છે; તે કાપનારા દૂતો છે." માત્થી. ૧૩-૩૯.

જે લોકો તેનાપર પ્રીતિ કરેછે અને તેના પ્રગટ થવાંને માટે તૈયારી કરેછે તેજ લોકો ત્યારે આનંદ કરશે અને બચશે. "અને હવે મારે સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મુકેલો છે, તે તે દહાડે ઇનસાફી ન્યાયાધીશ પ્રભુ મને આપશે; ને કેવળ મને નહિ પણ જે સઘળા તેનું પ્રગટ થવું ઇચ્છેછે તેઓને પણ આપશે". સ્તીમોથી ૪-૮.

"તેમ ખ્રીસ્ત ઘણાઓનાં પાપ માથે લેવા સારૂ એકવાર આર્પણ થયો, ને જે તેની વાટ જુવે છે તેઓની આગળ તારણને અર્થે પાપ વગરનો તે બીજીવાર પ્રગટ થશે. હેબ્રુ ૯-૨૮.

"અને યહોવાહ જે યાકુબના ઘરથી પોતાનું મુખ ફેરવેછે, તેને માટે હું વાટ જોઇશ, ને તેની રાહ જોઈશ."

યશાયાહ. ૮-૧૭.

"અને તે દિવસે એવું કહેવામાં આવશે કે, જુઓ; આ આપણો દેવ છે; આપણે તેની વાટ જોતાં આવ્યા છીએ, ને તે આપણને તારશે; આ યહોવાહ છે; આપણે તેની વાટ જોતા આવ્યા છીએ, તેના તારણમાં હરખાઈ ને આનંદ કરીશું".

યશાયાહ. ૨૫ ૯.

ન્યાયીઓને ત્યાર પછી ખ્રીસ્તને મળવા વાદળામાં લઈ જવામાં આવેછે, કે જે તેમને નવું યરૂશાલેમ શહેર, જે તેણે તેના પવિત્રોને સારૂ તૈયાર કર્યું છે ત્યાં, લઈ જાય છે.

"કેમકે સાદથી, પ્રમુખ્ય દૂતની વાણીથી તથા દેવના રણશિંગડાથી પ્રભુ પોતે આકાશથી ઉતરશે, ને ખ્રીસ્તમાં જેઓ મુવેલા તેઓ પહેલાં ઉઠશે. પછી આપણ જીવતા રહેનારા ગગનમાં પ્રભુને મળવા સારૂ તેઓનીસાથે વાદળોમાં તણાઈ જઈશું ને તેમજ સદા પ્રભુની સાથે થઇશું.

થેસ્સાલોની કીઓને પહેલો પત્ર ૪–૧૬–૧૭.

"તમારા મનને ગભરાવવા ન દો; તમે દેવપર વિશ્વાસ કરો, મારાપર પણ વિશ્વાસ કરો. મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહી તો હું તમને કહેત, હું તો તમારે કાજે જગ્યા તૈયાર કરવાને જાઉંછું. અને જો હું જઇને તમારે કાજે જગ્યા તૈયાર કરીશ, તો પાછો આવીશ, ને તમને મારી પાસે લઇશ, એ માટે કે જ્યાં હું રહુંછું ત્યાં તમે પણ રહો. અને જ્યાં હું જાઉંછું ત્યાંનો રસ્તો તમે જાણો છો." યોહાન ૧૪–૧–૪.

જ્યારે ખ્રીસ્ત મહિમામાં આવશે ત્યારે બધા જીવતા દુષ્ટ લોકો પણ તેને જોશે, પણ તેઓ તેને દુ:ખથી જોશે, અને ત્યાર પછી તેમનો નાશ થશે.

"જુઓ, તે વાદળાં સુદ્ધાં આવે છે, ને હરેક આંખ ને જેઓએ તેને વિંધ્યો તેઓ પણ તેને દેખશે; ને પૃથ્વીપરના સઘળાં કુળો તેને લીધે વિલાપ કરશે; હાં, આમેન." પ્રકટીકરણ ૧–૭.

"અને આકાશ લપેટેલા ઓળિયાની પેઠે ટળી ગયું, ને હરેક પહાડ તથા બેટ, પોતપોતાને કામેથી ખસેડાયા, ને જગતના રાજાઓ તથા મોટા માણસો તથા સેનાપતિઓ તથા ધનવંતો તથા પરાક્રમીઓ તથા હરેક દાસ તથા સ્વતંત્ર એઓ ખોમાં તથા પહાડોના પત્થરોમાં સંતાઈ ગયા; ને એઓએ પહાડોને તથા પત્થરોને કહ્યું કે, તમે અમપર પડો, ને રાજ્યાસનપર બેઠેલાના મ્હો આગળથી તથા હલવાનના કોપથી અમને સંતાડો; કેમકે તેઓના કોપનો મોટો દહાડો આવ્યો છે, ને કોણથી ઉભું રહેવાય ?" પ્રકટીકરણ ૬–૧૪–૧૭.

"કેમકે જુઓ, યહોવાહ અગ્નિસહિત આવશે, ને એના રથો વંટોળિયા જેવા થશે; કોપે કરીને પોતાના રોષને તથા અગ્નિના ભડકાએ કરીને પોતાની ધમકીને પ્રગટાવવા સારૂ તે આવશે. કેમકે યહોવાહ સર્વ માણસજાત સાથે અગ્નિથી તથા પોતાની તરવારથી વાદ કરનાર છે; ને યહોવાહથી વિંધાએલા ઘણા થશે." યશાયાહ ૬૬–૧૫–૧૬.

## તે પોતાનાને માટે આવશે.

"અને સૈન્યોનો યહોવાહ કહે છે કે, જે [ દિવસે ] હું ખાસ દ્રવ્ય [ભેગું] કરીશ, તે દિવસે તેઓ મારૂં [ખાસ દ્રવ્ય] થશે." માલાખી ૩–૧.

દુનિયા ઉપર ચૂપકીથી અને છાનામાના ચોરનારા તરીકે અને જે માલ ઉપર તેને હક નથી તે માલ લુંટનારા તરીકે તે આવતો નથી. પણ તે પોતાનો વહાલામાં વહાલો ખજાનો, તેના સુતેલા અને જીવતાં પવિત્રો, કે જેને તેણે પોતાના અમૂલ્ય લોહીથી ખરીદેલા છે, જેને તેણે ન્યાયી અને ખુલ્લી લડાઈમાં મોતની સત્તામાંથી છીનવી લીધા છે, અને જેને માટે તેનું આવવું ઓછું

ખુલ્લું અને ફત્તેહવાળું સુદ્ધાં થશે નહી, તેને પોતાની પાસે લેવાને આવે છે. પૂર્વથી પશ્ચિમ સુધી પ્રકાશતી વિજળીના ચળકાટ અને ભવ્યતાથી તે થશે. માત્થી ૨૪–૨૭. પૃથ્વીના ઉંડામાં ઉંડા ભાગોમાં પ્રવેશ કરતા રણશિંગડાના અવાજથી અને પવિત્ર ઉંઘનારાઓને તેઓની ધૂળવાળી પથારીઓમાંથી જગાડે એવા જબરા અવાજથી તે થશે. માત્થી ૨૪–૩૧,—૧ થેસ્સાલોનીકીઓને પત્ર ૪–૧૬. દુષ્ટ લોકો ઉપર તે એક ચોર તરીકે આવશે, માત્ર એજ કારણથી કે તેઓ તેના આવવાના ચિન્હો તરફ ચીવટાઇથી તેઓની આંખ બંધ કરે છે, અને તે બારણા આગળ છે એવું તેના શબ્દનું કહેવું માનતા નથી.

## તારણની યોજનાનું મહિમા ભરેલું છેવટ.

"જે આ વાતોની સાક્ષી આપેછે તે કહેછે કે, હા, હું વહેલો આવું છું. આમેન, ઓ પ્રભુ ઈસુ, આવ. પ્રભુ ઈસુનો અનુગ્રહ પવિત્રોની સાથે થાઓ, આમેન" પ્રકટીકરણ ૨૨–૨૦–૨૧.

તારણની યોજનાના સંબંધમાં આપણને સમજ પાડવાને દેવનો શબ્દ આપવામાં આવેલો છે. ખ્રીસ્તનું બીજી વખતનું આવવું તે તે મોટી યોજનાનું છેવટ અને પૂર્ણતા થવાનું છે. તેથી તે પુસ્તક "હા, હું વહેલો આવું છું" એવા પવિત્ર વચનથી પુરી થાય એ ઘણું યોગ્ય છે. તે દૂતના જવાબમાં ખરા અંતઃકરણ પૂર્વક આપણે પણ સામેલ થાવ કે "આમેન, ઓ પ્રભુ ઇસુ, આવ."

આપ્રમાણે પ્રેરણાવાળું પુસ્તક પુરૂં થાય છે, તે બધાં વચનોમાં સૌથી સારામાં સારાં વચન સાથે, અને ખ્રીસ્તી લોકોની આશાના તત્ત્વ સાથે કે જે ખ્રીસ્તનું ફરી આવવું છે તે સાથે પુરૂ થાય છે.

**ત્યારે પસંદ કરેલાઓ એકઠા કરવામાં આવશે.**

અને આ મર્ત્ય જીંદગીના સઘળા દુ:ખોને લાંબા વખત માટે છેલ્લી સલામ કરશે આ વચન ખ્રીસ્તી લોકોને જે બધું અમૂલ્ય છે તેમાં કેટલું બધું કિંમતી છે! આ પાપી દુનિયામાં એક દેશ નિકાલ કરેલા માણસની પેઠે ભટકતો, એવા કિંમતી વિશ્વાસ-વાળા થોડા માણસોથી જુદો પડેલો, તે સાચા માણસોની સોબતની, અને સાધુઓ સાથેના સંબંધની આશા રાખે છે તેને તે અહિંયા મળશે; કારણ કે બધા ભલા માણસો એકજ દેશમાંથી નહિ પણ બધા દેશમાંથી, એક જમાનામાંથી નહિ, પણ બધા જમાનામાંથી ભેગા મળશે,—એક લાંબા અને મહિમા ભરેલા સરઘસમાં આવતા બધા ભલા માણસોનો જાણે મોટો પાક હોય તેમ, કે જ્યારે દૂતો પાક ઘેર લઈ જતી વખતે ગવાતું ગીત તાણીથી ગાય છે, અને સ્વર્ગના મંજીરાઓ ભેગો મળી આનંદી અવાજ ઉત્પન્ન કરે છે; અને જગતમાં આગળ ઉપર નહિ સાંભળવામાં આવેલું. નહિ જાણવામાં આવેલું મુક્તિ પામેલા-ઓનું ગીત, હર્ષ અને ગાયનના અજાયબી ભરેલાં અવાજો જગતના આનંદમાં મેળવશે. આપ્રમાણે હમેશને માટે એક બીજાની હાજરીમાં આનંદ મેળવવાને માટે પવિત્રોને એકઠાં કરવામાં આવશે,—

"કે જ્યારે દેવનો મહિમા, પીગળેલા સમુદ્રની પેઠે તે અમર ટોળી ઉપર વર્ષે છે."

આ મંડળીમાં જે ઇચ્છવા યોગ્ય છે તે સીવાય બીજું કાંઈ નથી. પવિત્રો તેને માટે માત્ર નિશ્વાસ નાંખી શકે અને પ્રાર્થના કરી શકે. અયુબની પેઠે તેઓ દેવની હાજરી માટે મોટેથી બુમ પાડે છે. ડેવિડની પેઠે જ્યાંસુધી તેઓ તેના જેવા જાગૃત થાય નહી ત્યાંસુધી તેઓ સંતોષ પામી શકશે નહી. આ દુ:ખી

સ્થિતિમાં આપણે ઉઘાડા પડી જઇશું તેથી નહી, પણ આપણે ઢંકાઈ જઇશું એવી ધાસ્તીના બોજાને લીધે આપણે અફસોસ કરીએ છીએ. આપણે દેવની મહેરબાની મેળવવા માટે, એટલે કે આપણા શરીરની મુક્તિને માટે "ઇંતેજાર" થઈ રહીએજ. આપણી આંખો તેના દેખાવ જોવાને ખુલ્લી છે, આપણાં કાન સ્વર્ગીય ગાયનના સ્વર સાંભળવાને રાહ જુવે છે; અને આપણું અંતઃકરણ તેના અપૂર્વ આનંદની આશામાં ધડકે છે. આપણી ક્ષુધા લગ્નના ખાણા માટે તીવ્ર થતી થાય છે. આપણે જીવતા દેવને માટે બુમ પાડીએ છીએ, અને તેની હાજરીમાં આવવાને તલસીએ છીએ. **આવ, પ્રભુ ઇસુ, જલદી આવ.** પ્રભુનો તેના દૂતોને હુકમ થયો છે કે "સ્વર્ગના ચારે પવનોમાંથી મારા પસંદ કરેલાઓ મારી સાથે એકઠા કરો" એવા સમાચાર કરતાં કોઈ પણ ખબર વધારે આવકારદાયક નથી.

## સારી દુનિયા.

આ દુનિયા કરતાં અજાયબી ભરેલા ફેરવાલી બીજી દુનિયા છે.

"હાલની દુનિયા કરતાં આવતી દુનિયા કેટલી જુદી થશે."

ત્યાં તાજી લીલાશવાળા હસતા ખેતરો, લીલોતરી રૂપી દ્રવ્યથી ભવ્ય લાગતા ઝાડો, મેઘધનુષ્યના રંગથી પ્રકાશતાં ફુલો છે, અને ખેતર, ઝાડ અને ફુલ ઉપર હીમ પડેલું નથી અથવા તો તેઓ કરમાઇને ફીક્કાં પડેલાં નથી. ત્યાં શ્રાપનાં પગલાં નથી, પાપનાં ડાઘાં નથી. અંધારામાં ચેપી રોગ ચાલતો નથી અથવા તો બપોરે નાશ થતો નથી. દુઃખથી બદલાઈ ગયેલી ત્યાં આકૃતિઓ નથી અથવા તો ફિકર ચિંતાથી કરચલી પડેલા ભવાં નથી. થાકેલાં શરીરો અને દિલગીર અને આશાભંગ થયેલા હૃદયો અંધારામાં કયાં મિટ્ટીમાં મળી ગયા છે તે બતા-

વનારા શોકાતુર થાંભલાઓ નથી. કોઈ મિત્ર, કે ભાઈ, કે સાથે મહેનત કરનારો માણુસ કોઈ દયાહીન દુશ્મનના ઘાતકી ઘા તળે પડેલો છે. એવું કહેનારા, તે દુનિયા ઉપર પસાર થનારા દુઃખી સંદેશાઓ ત્યાં નથી. ત્યાં એવો અંધકારમય ઓરડો નથી કે જ્યાં એક અમૂલ્ય જીંદગીનો અંત ધીમે ધીમે પાસે આવે છે. ત્યાં શોકથી નિસાસા નાંખતી છાતીઓ [ માણસો ] નથી, શોક બતાવનારી નિશાનીઓ નથી, સ્મશાન જનારાઓનાં ટોળાં નથી, કે ખુલ્લું મ્હોડું રાખેલી, અસંતોષી કબર નથી. પણ ઉલટું ત્યાં ગૌરવવાળી મંડળી છે કે જેણે મોત અને કબર ઉપર ઉપલો હાથ મેળવ્યો છે.

ત્યાં અંતરમાં ચાલતા હર્ષના ઉભરાથી દરેક આંખ ચળકાટ મારે છે. દરેક ગાલપર કાયમની જુવાની અને તંદુરસ્તીની લાલાશ છે. દરેક અવયવ ચાલાક અને મજબુત છે. લંગડો માણુસ હરણુની માફક કુદે છે. હું આંધળા માણસને સ્વર્ગીય મહિમા ઉપર આનંદથી જોતાં જોઉં છું હું બહેરા માણસને સ્વર્ગના સૂરોને વિસ્મય પામીને સાંતાળતો જોઉં છું જે એક વખત મુંગો હતો તે સ્તુતિના ગાયનોમાં મોટા અવાજથી ભાગ લેછે. દુશ્મનની દુનિયામાં થોડો વખત ખોવાયલા, પણ હવે હમેશને માટે જડેલા બાળકોને મા છાતી સરસા ચાંપેછે. લાંબા વખતથી વિખુટા પડેલા મિત્રો હમેશને માટે થયેલા ફરી સમાગમમાં મળેછે. ત્યાં એક એવી પવિત્ર અને સ્વચ્છ નદી છે, જીવન અને તાજગીના દરેક તત્ત્વથી એવી ભરેલી છે કે તે "જીવનની નદી" કહેવાય છે, એક મોટા કમાનવાળા ઝાડના પાંદડા એવાં તો રૂઝ આણુનારાં છે, તેના ફળો એવા તો શક્તિ આપનારાં છે, તેનાં ગુણુમાં એવું તો જબરૂં છે, કે તે "જીવનનું ઝાડ કહેવાય છે. ત્યાં એક મોટું ઉજળું રાજ્યાસન છે કે જેના

તેજમાં આપણને પ્રકાશ આપવાને ચંદ્ર અથવા સૂર્યની જરૂર નથી; અને તેની વચમાંથી એક અવાજ તે વિજયવંત મંડળીને કહે છે કે "તમારે માટે આ હમેશની આરામની જગ્યા છે, અને તમારા ઉપર હવેથી દુઃખ આવી પડશે નહી; કારણ કે અહીંયાં કોઈ જાતનું દુઃખ અથવા મોત થશે નહી, અને દિલગીરી અને શોક હમેશને માટે નાશી ગયા છે." અને આખા જગતમાં ત્યાર પછી પાપ અથવા દુઃખની કાંઈ નિશાની રહેશે નહી, પણ દરેક દુનિયા અને દરેક પ્રાણીમાંથી, ઘણા પાણીઓના અવાજ પેઠે, દેવની પાસે જતું, એક આનંદી ગીત ગવાય છે, અને તેઓ કહે છે કે "જે રાજ્યાસનપર બેસે છે તેને અને તેના ટોળાને હમેશને માટે આશિર્વાદ, માન, કીર્તિ અને બળ મળો."

## તે મળવાની જગ્યામાં.

બધું ખેચાણકારક છે. દશ હજાર માણસોમાં સુંદર લાગતો ઈસુ ત્યાં છે. અબ્રાહામ, ઇસાક અને જેકોબ, નોવાહ, અયુબ અને ડેનીઅલ, ભવિષ્યવાદીઓ, દૂતો અને ધર્મને માટે જાન આપનારાઓ, કે જેઓ સ્વર્ગીય મંડળીની પૂર્ણતા છે, તે ત્યાં મળશે. સૌંદર્યના દેખાવો ત્યાં છે,—ફુલ કે જે કદી કરમાતા નથી, ઝરાઓ કે જે કદી સુકાતા નથી, જુદી જુદી જાતની ઉત્પન્ન થયેલી વસ્તુઓ કે જેનો કદી અંત આવતો નથી, ફલ કે જે કદી કોહી જતા નથી, મુગટો કે જે કદી ઝાંખા પડતાં નથી, સારંગીઓ કે જે કદી બેસુરી થતી નથી, અને બીજી બધી વસ્તુઓ કે જે વિષે પાપમાંથી પવિત્ર થયેલો અને અમરપણાની સપાટીપર પહોંચેલો શોખ ખ્યાલ બાંધી શકે અથવા તો ઇચ્છવા યોગ્ય ધારી શકે, તે ત્યાં મળશે.

## આપણે ત્યાં જવું જોઇએ.

દેવના માફી આપનારા હાસ્યમાં આપણે ઉત્સાહથી રહેવું જોઇએ કે જે દેવ સાથે આપણે મળી ગયેલા છે, અને આપણે

બીલકુલ પાપ કરવું જોઇએ નહી; આપણે જીવનતત્ત્વના અ
ઝરા આગળ, જીવનના ઝાડના ફળ આગળ પહોંચવું જોઇ
અને કદી મરવું જોઇએ નહી; આપણે તેના પાંદડા, કે જે પ્ર
ઓના ઉપયોગ માટે છે તેના છાંયડા નીચે રહેવું જોઈએ, ર
ફરી કદી થાકી જવું જોઇએ નહી, જીવન આપનારા ઝરામાં
આપણે પીવું જોઇએ, અને ફરી કદી તરસે મરવું જોઇએ નહ
આપણે તેની રૂપેરી રજકણોમાં નહાવું જોઇએ, અને ફરી તાપ
થવું જોઇએ; આપણે તેની સોનેરી રેતી ઉપર ચાલવું જોઇએ
અને આપણને લાગવું જોઇએ કે આપણે હવે દેશનિકા
થયલા માણસો નથી; આપણે મુગટને બદલે ક્રોસ લેવો જોઇએ
અને આપણને લાગવું જોઈએ કે આપણી અધમતાના દિવસ
પુરા થયા છે; આપણે રાજ્યદંડ મુકી દેવો જોઇએ અને તાડન
ઝાડની ડાખલી લેવી જોઇએ, અને આપણને લાગવું જોઇએ
આપણી મુસાફરી પુરી થઈ છે; આપણે આપણી લડાઈ ટંટાન
ફાટેલા લુગડા ઉંચા મૂકવા જોઇએ અને વિજયના ધોળા ઝભ્ભ
પહેરવા જોઇએ. અને આપણને લાગવું જોઇએ કે લડાઈ હ
પતી ગઈ છે અને વિજય મળ્યો છે; આપણે મહેનતથી ઘસ
યલો, ધુળવાળો આપણી જાત્રાનો પટો અમરપણાના કીર્તિવ
કપડાં માટે બદલવો જોઇએ, અને આપણને લાગવું જોઇએ
પાપ અને શ્રાપ આપણને હવે પછી અપવિત્ર કરી શકે નહ
આરામ અને વિજય અને હરેક કલ્યાણના હે દિવસ, તા
ઉગવામાં ઢીલ થવા દે નહી ! દૂતોને પસંદ કરેલાઓને એક
કરવાને એકદમ મોકલાવા દો. જે વચનની અંદર આ અનુપ
મહિમા સમાયલો છે તે વચન પૂર્ણ થવા દો.

" ઓ પ્રભુ ઈસુ, આવ."